શ્રી નવિ.

# ફુરસદે બહાર

## લોક પ્રીય ગાયનો.



છપાવી પ્રસિધ્ધ કરનાર.
શા હીરાચંદ હઠીસંગ બુકસેલર.




અમદાવાદમા
કેશવલાલ મગનલાલ દુધવાળાએ પોતાના
ધી હર્વદ પ્રીન્ટીગ પ્રેસમા છાપ્યું.





સંવત ૧૯૬૪ સને ૧૯૦૮


કી ૦—૪—૦



# ખુરસીદે બાહાર

અને

# લોકપ્રીય ગાયનો.

---

ગાયન ૧ લું.

ખુરસીદેજરનીગીર

એકી ગાડી ઉડા એલીએ જાએ,
પરોકા લોભી ફરંગી યારે બાબુ,
જાત નહીં દેખે જમત નહી દેખે; એરહીમે સબકો
બીઠાય લીએ જાય.
હીંદુ મુસલમાન ભંગી ચમારસે, ટીકીટકે રૂપીએ
ગીનીએ લીએ જાય
દીલ્હી શહરસે ચલે જો મુસાફીર, મુંબઇ કલકત્તા
ભગાય લીએ જાય---ધ્રુ૰એકી

૨ વીરમંડળ

ઉડી આવે પંખાડા લવે પંખીડા પીયાનો સંદેશ. હાં હાં
પીયુ તારો ઘેલી પંથ સીધાયો લીધી વાટ વીદેશ
એકલી અટુલી મુકી નારીને બાળે વેસ---ઉડી૦
નાયન મેરી હોયન મોરા, શાનો પડયો અદેશ
બા મની ભોળી ભુલી ભટકે---એકલી.

૩ હાર

ગમકા તરાના સુનીએ ફીસાના અયે શાહિદ
જમાના, દુશમન પુરાના સુનયે ફીસાના---અયે

નાબીદ મેરા બાપથા ગયે જંગલમેં હુમાન.
મેહેરમેયે ઉસકી લાડલી મેરા ભાઇ મુજફ્ફર જાન.
મેરી માથી નાદીના દાનાયગાના સુનીએ ફીસાના---અયે

૪ મોહીનીચંદ્ર.

અરે હું મસ્તાની પ્રેમની મને કોઇન છેડેરે
લાચાર હુ બીચારી છુ શોદ લ્યોછો કેડેરે
જુવાનીથી દીવાની છું મારો છોડો છેડોરે—છેલા અરે
પ્રાણ દાન છે પ્રીતમાં પુછી કરજો પ્રીત,
પ્રાણદાન તો સેહેલ છે કઠણ પ્રીતની રીત
આધાર તું કીરતાર મારો પાર બેડોરે—અરે હું.

૫ કુલીનકાન્તા.

નમુ પદે ગીરીજા પતીને
ચંદ્ર લલામ શદપર તારૂં એકજ શરણ અમારૂં
પ્રેમ ધરી આપ દયા નીધી સન્મતીને નમું૦
ભસ્મ ધરી શીર ગંગ સોભે ઉમીયાજી સંગ
મચે સગીત રંગ, બને તાલ મ્રદંગ ડોલે કંઠે ભુજંગ
રૂમક ઝુમક ધુમ તાંડવ કરતાં મચા અખંડ નંદે પ્રેમ૦

૬ સુંદરવેણી,

જોબનના રંગમાં ઝુલે.
રમરોના જોધશ મનમોહનની સંગ—રંગમાં
છણુકો કરતી છેલ છબીલી ઠપકો દઉ દંગ
તુજ સમ ના ના શરમ મુકીએ.
જો જો મચાવીશ જંગ—રંગમાં,

મદન રંગથી પ્રફુલીત થાશે ચપાએલ આલમાં
મ્હાલશું ચાલશું પ્રીતમ પ્રીતે પણ નહીં આવે ઢંગ રંગમાં

૭ રાજબીજ.

ગણું જુદાઇ પ્રાણ બની શીદ અણજાણ.
મલી આનંદ લ્હાવ ચાલ ચમન ઉડાવ'
તું છે છબીલી નાર, હું રંગીલો ભરથાર,
બન્યું જોડું નીરધાર મણી કુંદન જડાવ-
ઢાંક માથાની વેણ, કાળી નાગ તણી ફેણ:
પ્યારી અણીઆલી નેણ, જરા ધારે નચાવ.
વાગયો કલેજે કારી ઘાવ, દુખ દેણ ભારી,
જરાથા દયાલુ પ્યારી, મને મરતો બચાવ.
જોયું જયારથી આ મુખ, કામ આપે બહુ દુઃખ,
ગયો ચોરી મારું સુખ, પ્રીય પછું અપાવ.
છું હું દાસ નીસધાર, તું છે મારા સરદાર,
આવ ધસી ધરી પ્યાર. પ્રાણ ગલે લગાવ.

૮ અમુમતી.

જાગતી પ્રીતમની જપમાળ જુવતી જો અલબેલી.
જોબન રસ રંગે જોની આ બની ઘેલી
વ્યાકુલ વક્ષના વિણ વ્હાલા વેલી—જપતી,
તન મનમાં વ્યાપી રહ્યો જોબન વસંત જોગ,
રસ ભોગી રસીઆ વીના રમઓ કયાં રસ રંગ
જાણ્યું ન જડીઓ કોઇ, રસીઆ રંગીલો,
ચપચપ કરતા લેવીજા તું ચલેલી—વ્યાકુલ,
પેટ દુખે શીર કુટતાં સંકટ બાન સમાય
બલતાને બાલી રાખી હઇડે શું હરખાય,
આહા ચકલાએ શાને છેલ છબીલી—વ્યાકુલ,

૯ ઉમાદેવડી.

જા જા રે શું રીશાય રસીલી નજર મીલાવીલે ( ૨ )
ચટપટી ચીતમાં લાગી ચતુરા ચેરો જોવાદે,
હીરા મોતી માગ્ય મધુરી ઝાંઝર ઝુમણા લે
મદન અગન તનમાં લાગેલી તુરત બુઝાવીદે,
રામતા નથી રહેતી રે સુસલુણી મરમ વચન મુકીદે
કલ્પલતા છબીલી તુજ છીયે, પામર પંખીલે.

૧૦ વીણાવેલી.

ઉગ્યો સખી, સૃષ્ટિનો સણગાર હાર,
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમાં.
જોને પ્રેમ ઘેલી ભુમી ના દેદારે,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં—ઓગ્યો૦
ધન્ય ધરા સુંદરી, તને ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તી પાઠ પઢાવતો સાર્થને એકાંત.
ધરણી પડી પતીને પાય શીક્ષા શીરે ધરેરે,
ગુણીયલ ગોરી પતી ગુણ ગાય, શાન્તી ચીતે સ્મરેરે
ધરોને બહેન, ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન—ધરણી૦
ચંન્દ્ર સુખે ચીડાઇને તારાના મુખ શ્યામ,
સદગુણોનું સુખ ભાળીને, રમે દુસ્ટના રામ.
સખી ! જેને પતીનું માન —તેનાં ગાંધર્વ ગાએ ગાન'
પામે દેવી સમાન સનમાન રમે રમા રસીક લઇ તાન
ધરની નાર સમ ગૃહીણીઓ' સેવે સ્વામી પાય,
ચતુર ચંદ્રસમ ધણી મળે, જ્યાં જ્યાં ત્યાં ઉચરાય,

૧૧ કામસેન રસીકા.

હા ઉઠીછે દુખની હોલમાં, શી રીતે ઠંડી થશે
આશા લાગી છે જેમાં મુજને, શી રીતે પુરી થશે-હા૦

નજરે દીઠી મે જે નારી, પરભુના જોએ સાથે મારી
તો તો જીંદગી આ આકારી, કેમ કરીને પુરી થશે–દા૦
મ તલવાર કે બ્રાને મારી, તેથી જોને આ નેન કટારીરે
કમળાક્ષીનાં નયનો કારી, તો ઘા કેમ કરી રૂઝશે–દા૦

૧૨ કરણઘેલો.

આંખલડી અણીઆળીરે, જરા નચાવ નખરાં વાળી
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા,
ભમર કમાન જરા ખેંચી ખુણેથી, કોધ કટાક્ષ કર આળીરે
જરા નચાવ નખરાં વાળી,
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા,
ચટક મટક અને ચમકતી ચાલ આગ, ઝાંઝરથી ઝમકાળ રે
જરા નચાવ નખરાં વાળી,
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા,
હવે લટકો મટકો ઝટકો આ, આશા સાતાનો શું ઠાલીરે
જુઓ નાચે આ નખરા વાળી
જે નખરેરે તારા વાલમજીરે વશ કીધા.

૧૩ ગુમાન તારા૦

કોઇનું કર્યુ કંઇ થાય નહી સઉ કર્મ છે કરનાર—કોઇ૦
કર્મ સઉ કરનાર ન કોઇથી-કર્મ કદી ફરનાર—કોઇ૦
કર્મ કાગળે પુર્વ જનમનાં-દેખો જને થનાર
દધા તેવા લેવા પાછા-એજ કર્મ વહેવાર—કોઇ૦
જન્મે કરાવ્યા હુરીકાંકરા-મજુરી નથી મટનાર
જગે મળી તો વિશ્વ જનીથી-ટાળ્યા નગો ટળનાર—કોઇ૦
દીલ મારૂં માને નહી મનડુ ઠરે નહી ત્યારે શું કરૂ તાતજી?
મેં જોયું ફરીફરી જોડી મળે નહી, કોને વદ્દ હું તાતજી !
નહી પ્રીત ગળેડીરતી અહીં આસતીજ શરમાઇ ગઇ
ઉમી અંતર ઉછળી હતી નૃપમુરમતાંજ હવા / થઇ

હીરલો અમુલ્ય ખરીદવા ઉમંગ ભર આવી અહી
પણ અંતર અંકુળ ન ફુટયા પ્રીતી પ્રગટાવી નહી
છતી આંખે દીવો લઇને પડી કુવામાં શું ડુબી મર
તાતજી—હીલ૦

૧૫ વીક્રમ ચરીત્ર

મને સહાય કરસે મોરારીરે, વારે ચઢશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મીરાં બાઈ તારી, એની ચીન્તા કરીશ નહી
મારી--મને

માંજારી બચ્ચાંને બળતા ઉગારી મોક્ષ દીધો ગજેન્દ્રને તારી;
દ્રૌપતીના ચીર પુર્યા થાશે તે સહાયારી--મને૦

૧૬ શ્રીવીક્રમ.

પુનમ ચાંદની ખીલી પુરી અહીરે. શોભે રજની સુંદર શી આજ
હેતે રમીએ સંગાથે સૈયર આપણેરે.
સહયર કંકણો સોનાના કરે ધર્યારે,
માંહે જડીયાં છે નીલમ મણી નંગ-હેતે૦
સખીઆં આજે આપણે, ધરી શોલ શણગાર.
કર કંકણું ચુડી ચમક, ચંન્દ તેજ એક તાર.
હીરા રત્નથી જડીત ઉરહાર છેરે, મોતી ગુછસ લકેછે બાજુબંધ-હેતે
અંબોડા ફુલે જડયા, સેંસે થે હીંગુળ
કીધા કુમ લેમ ચાંદલા, મુકતા માલા ઉર
આરસ પારસ મણી જડેલો ચોકછેરે, તેમાં વસતા હઇયે
નણદલવીર-હેતે૦
પેર્ય ઝાંઝર પ્રીતથી. ઝણઝણ કરે ઝણકાર,
ફરીએ સહયર કુદડી, આ રજની મોઝાર
રાખી વેલીઓ ફુલી વીધ વીધ ભાતનીરે, તેતો આપેછે શુભ
સુંદર સુગંધ હેતે-પુનમ૦

૧૭ પવીત્રલીલાવતી.

ભઇ પરારો કેમ ઉઘાડયો, જોઊં ક્યા બેસારી કેદ.
સાહેબ બાપા બહાર ગયા છે, શું ગુંઝામાં ઘાલ્યું સેઈ
બધું ઘરેણું ક્યાં લઈ ચાલ્યા આમ કરી તસ્કરનું કામ
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ
ચણાવલા તું, ચઢી ગયો છે પરની તારે શી પંચાત.
બસ બસ તારે નહીં બોલવું; હમણા પછલ પડશે લાત
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર,
આઘ રાંડના હવે અડાવા બદલો આ ખસ્યા બહાર.

૧૮ ઉદય ભાણ

મન સાચાના કરન રારે; જરા જોને તપસી તારી કાયા
પુછી જોને તું પંડીત પુરણારે કોઇના અમર છે, લેખ લખાણા
કાચી છે કાયા આ માટીની માયા છે માટીના ખેલ, બનાયા
સણાતો સમજી અલગ થયા પસ—બાલક બીચારા લપટાયારે
—જરી
લાખેની પાંખો ગઈછે પીંખાઇ—જેણે મુછ પર, લીંબુ ઠરાયા
કાળના કેવારેથી કેણુ બચ્યુ ભલે રંક ભલે માહરાયારે—જરી

૧૯ મુગર જસોલકી

ધીરે હાં ધીરી હાં બાલા ધીરી રે ધીરી.
એ સમય પણ આવશે નાચશે રમાડશે લડ ત્રશે ખીલાવશે
રસ રગે ભીંજાવશે—ધીરી હાં
સખીઓ સખી સત્વર આવો બાગ મહી કો ચોર જણાયે
ચોર નહી તું ચેરક ચિતની તુથી તનમન સર્વ લુંટાયે
કેદી કરી બોલાવશે પણ પ્રાણ કહી આ ભેટી રમણી.
પ્રેમ માળ પેહેરાવશે—ધીરી હાં૦

૨૦ વીક્રમરીત્ર

એ.........માથે મ.ચે મટુકી લઇ જાઉં

પ્યારા લેરી લાલને દુખલડાં પાંઉ—એ૦

હું ગેવાલણ નાંની નારી;
પ્યારો મારો છે વીહારી.
રંગે રમકડાં રંજ ઊં—પ્યારા૦—એ૦

૨૧ મેહુાની ચન્દ્ર.

ધીરી ધીરી સુંદરી જરા ધીરી'
તારા વાંસે લીધી છે ફકીરી, સુંદરી.
નયન મોલાવો પ્યારી, હસી બોલાવો
આપીશ આખી એસી ધીરી.
રૂપે રીઝાણું કહેતો સોને મઠાણું
દુર કર તું દીલગીરી—એજી દુર, ધીરી.
ધીરા ધીરા કુંવર જરા ધીરા
સગા માડીના જાયા ઓ વીરા. કુંવર જરા૦
જેવી પોતાની તેવી નારી પરઇ
પર સ્ત્રી પર ભવની પીડા
રાવણ રોળાણો દુરીયોધન દબાણો
કીચકના થયા ચીરા કઇયા કીચકન૦ ધીરા ધીરા૦

૨૨ વીણાવેલી,

સુંદીર શામળીઆ, નામ જપીશ નિત્ય તારૂ
મનોહર ના મળીઆ કાશી કરવત ધારૂં,
શામળા શણગાર ઉમરા, કાળજું હર્યે કામણગારા
નિત્યે કરગરી દીનદારા દર્શ દો દિલદાર તમારા,
ક્યાં હું કહું દુઃખ મારૂં—સુંદર૦
આસપાસ નહી વાસ નીહાળું અહહ ત્રીભુવન ભાસ હું કાળું
નીરખું નહી કદી મુખડું રસાળું, જઇ હીસાલય ગાત્ર હું ગળું,
સાક્ષી દેવ દયાળુ—સુંદર૦

૨૩ પવીત્રશ્લોકાંવતી.

પ્રીતી પાતરની કરનાર, સરવે સુરખના સરદાર;
નીતી નં પ્રુણ ગણે ન હ ન, પીડા પામે અપરંપપ'ર, પ્રીતી
જેની સાથે જવતલ બાળી, માત પીતા પરણાવે
એને ત્યાગી નિભાગિ નર, આપણિ પાસે આવે; પ્રિતિ
પતનિ સુગ પકવાન સરિખું, તૃપ્ત થયા નહિ તેથિ.
ગણિકા ગમન વમન સમ ગણવું, અરે થશે શું એથિ. પ્રિતિ
શું એનાથિ કારજ સરશે એ શું સારૂં કરશે;
સ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે, પ્રિતિ૦

૨૪ ચંદ્રહાસ.

થયા છે રે પતિ તેજ પ્યારિ તનના, ઉર હંસ વરિ આજે
છેલ છબીલા રૂડા રંગીલા રાજપુત્ર પ્રખ્યાત
જોયા ભાગે, અનુરાગે, ચિત લાગે. કેમ ત્યાગે, પ્રભુ
મેં તનમન તમને અરપ્યું થઇ રાજી—થયા૦
કૃષ્ણ કૃપાએ તમેજ મળિયાં દિલમાં જે ચિત ચહુ
નોતું નકિમ, નોતિ વકિક, નિશા પકિક વિધિ લખિ,
પ્રિયા ઉત્તગ તન બનિ દેવ સુંદરિ, પદમણિ મળિ આજ
મહેશ જતાં તેહિ તજછોડિ હવે ન મુકું હથ;
ચાલો આવું, મન ભાવ્યું કેમ નવુ પ્રિય કહુ છું.
હરે હાજર છું તનમન ધન દેવા, જેમ પ્રેમ છાજે. થયા.

૨૫ ઉદયભાણુ.

સાહેબા સલુણા નાની નણદલના વીરા,
લાલ લટકારા મને (૨) આછા અછા ઘાટ ઘડાવે મારા સાહેબા
સરખિ સઇયર મળિ હાંસિ કરેછે,
લાજી મ છું બાઇ (૨) વેલા વેલા સોનિડા તેડાવો મારા સાહેબા
નાનું શું નાથ એક ઝુમણું ને મહીં જીણ જીણા હિરલા જડવો

નગરિ. મોતિનો હાર મારા સાહેબા જીણા જીણા લિલમ મુકાવો.
જોગ ઘાઇ જાસતિ જો હોય મારા વાંસમાં કંકણુને માણેક મઢાવો
ગળિબ ઘણિને બાઈ જઈ તુતે શું કહીએ બાપ આટલેથિ મનવાળ રહિયે
બાઈલાબ મોટો એક પાણો માગિ લઇએ—સાહેબા સલુણા.

૨૬ સોભાગ્ય સુંદરિ.

પ્હેરિ ઓઢિ લટકાં મટકાં કરતાં આવ્યાં.
રંગે બોળિ સાડિ ઓઢિ મન લોભાવ્યાં,
ઝાંઝરને ઝણકારે, કર કંકણુને ખખડાટે,
કાજળભરિ નેત્ર છિપાવ્યાં—પ્હેરિ૦
હવે શરમાવો ઠાલા, શાને દિયરજી મારા
બોલો બોલોજી બોલો, બોલો,
મેં કેવાં તમારા નખરાં તો જણાવ્યાં—પ્હેરિ૦

૨૭ વીણા વેલી.

કાચા કાયો કુંભજે જીવ મુસાફર પાસ
રહ્યો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસો શ્વાસ
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ—સદા૦
પિંપળ પાન ખરંત, હસતિ કુંપળિઆ;
મુજ વિતિ તુજ વિતશે, ધિરિ બાપડિઆ,
નહિ જેતિને તેવિ નિત્ય કોઇનિ નભતિ જોઇએ
દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખિ લઇએ—સદા૦
કહે મ્હેલાતો માળિયાં, કે મળ છપ્પર ખાટ;
કોઇ દિન એવો આવશે, ભુખ્યા ન મળે ભાત.—સદા૦

૨૮

બાટવા ગુંથન દે મિજાજના—બાટવા૦
આજ મોરે લાળેકા બાળા જોબનના—બાટવા૦

ચિંકનેમેં ચિકના પિપળકા પતવા દુસરા ચિકના બિંધુ
તિસરા ચિકના ઘેરિકા જોબના; ચરેકા લલચાય જીવ
—આજ૦

નદિ કિનારે પલંગ બિછાયા, પાયા ડુલ ડુલજાય
કીસ પાપિકિ નજર લગિ મેરા પડદા ખુલ ખુલ જાય—
એજી

નદિ કિનારે બગલા બેઠા ચુન ચુન મછલિ ખાય
બિડ મછિને ડંખજ મારા, તલપ તલપ જીવ જાય; આજ

૨૯

ચોકને આંગણે ચાંદનિરે, ખિલિ રૂપેરિ રંગ
રંગરે આવો સાહેલિ રંગ માણવા
હઇયા ખોલિને બેન બેનરે વાતો કરિ હયોને વહાલનિ
વહાલા વસે વિદેશમાં, બાળા બાળે વેશ
સઇયર શાશા મોકલુ શાણુાને સંદેશ
કુંજલડિરે સંદેશો અમારો, જઇ વાલમને કહેજોજીરે
પ્રિતિ કંઠાના અમે પખિડાં, પ્રિતમ સાગર વિના સુના સુના
જીરે કુંજલડિને વહાલો મેરામણ;
અમને અમ્રત ખાણુ વાલા પ્રિતમ માણુ.—કુંજલડિરે
સાહેબો મારો સુલક્ષણો એઠા જુઠા ખાય
ઘરનિ સુખડિ ના અમે સોગન જુઠા ખાય
તમારા સમજો તમે મને વાલા જુઠડા સમ શિદ ખાવછોજીરે
પિયુ તમારૂ મનડુ મને તિહાં જાઓછો
ઘિ ભર્યા ઘેબર ઘેર રઝળે છે કુશકા ખાવાને ધકા
ખાવેછોજીરે
સોળ વરસનિ સુંદરિ સ્વામી વરસે સાઠ
મોઢુ જોઇને માહિ રહયાં લાડકિ કરે લાડ

આમાં રહ્યા વાગ્યા નહિરે જીવું હું તો નહિરે જીવું

મારિ સખિ નજુકના વિર હો રાજ—પગ

તેમાએ મારા બાપજીને જોગિ જતિને તેગવે નહિ જીવું

૩૦ સોભાગ્યસુંદરિ

ધમાં ધીમા ચાલેને મારા પ્રાણરે,

પગ નાજુક તમારા આ મચકાઇ જશે. કમર લચકાઇ જાશે,

આ સુજાણરે--ધિમા૦

નાજુક વેલિ કુલ સખિ કોમળ આ તુજ કાય,

થાકે છતિ શ્વાસથિ એ ચંચળથિ ઓળખાય,

પરસેવાના બિંદુ આ બાઝયાં મુખે,

મુખ રાતું થયું થાક અતિ દુઃખે,

આ છાતિપરે લ્યો વિસામો સુખે, આ સુજાણરે--ધિમા૦

૩૧ ભજનરત્ન

તમે સુણો અરજ ઉર મારિરે, ઘરમાં ગરવાનદે ગરનારિ,

કહેછે ચોળિ શિવડાવો, રેશમિ સાડિ મંગાવો,

ગજરા બંગડિ કરાવો પિયુ મારિ,

પેટનિ ખાતર હું કતો લાચારિ;

ક્યાંથિ શોધિ લાવું વસ્ત્રો ભારિ,

ગયેલું હારિ, હું નિજનારિ, આવિ દશા થઇ મારિ—તમે૦

થાશો ન કોઇ ઘરબારી સંસારિ, પ્યારિ પરણિથિ થાશે ખુવારિ

શિક્ષા સારી, માનો જે મારિ, આથી એકલી જીંદગી સારી

--તમે૦

### ૩૨ મુધરાજ સોલંકી

ગુલાબી મધુ પીને મારા લાલા.
મારા રંગ ભીના મહરાજ,
મારા રસિક છબીલા રાજ' ગુલાબી૦
કામની કેશ કંથડારે એવનીયાનું નેર
રસીયાનો રસ પ્રાણ છેરે મીઠા મધુનો તોર; ગુલાબી૦
એક બુંદ બંદન હરેરે પ્યાલો હરે સહુ પાપ'
શીશો સરગનો સાથીડારે આંપે આનંદ અમાપ ગુલાબી૦

### ૩૩ પવિત્ર લીલાવતી

સખીઓ નિજનિજ નિતિ ધર્મ સદા સંભાલીએરે·
પરમ પવિત્ર પટકુલ પરિ પરિધાન,
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભકિતથી નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઉભય સકુળ અજવાલી એરે· ટેક
નજરે નજર ન જોડિએ નાથ વિના નર સાથ'
પરનરમે નવ આપીએ' તાલિ હાથો હાથ;
હસવુ રમવુ જમવુ એકાન્તે નવ બેસવુ રે
પતિ વિણુ પતિન. પણ સદા મિત્રોની સુંગાથ, એવા,
નાથ વિના કરવિ નહિ વિનોદ ક્રીડા વાત
વિશ્વ વિરૂધ ન વર્તશુ ભલે તાત કે ભ્રાત,
સજની ભ્રસ્ટ થવું નહિ સુદરિ સદ્ આચારથારે;
નીરલજ નટ ખટની સોબત તજવિ સુજાત. એવા.
કુસ્ટી કદ્રૂપ કુબડો, નિરધન નિરબળ કાય
મતિહિણ પતીત પતિ મળે, એ સતીને સુરરાય,
જોડિ પગ અંગુઠે કપટી આધુ ઓઢિએરે,

સુખકર સાચવિએ સૌ સાથે સંપ સદાય, એવા
ઉચ્ચે સ્વરે ન ઉચરવું, મુકિને મરજાદ,
કુલિન બ્હેન કરવો નહિ, વડિલથિ વિવાદ,
ચંચળ ચાલે ચટક મટક ચતુર ચાલ ચાલિએરે,
શિવે સુત કેશવની શીખામણ અંતરે યાદ, એવા

## ૩૪ ઉમાડેવડી

નથી જગતમાં સાથ ચબંધી વિના ત્રિલોકનાથ
શું ફોગટ ફાંફાં, મારે મુરખડા ભરે આભથિ બાથ
કમળ પત્રપર જળ બિંદુને સુકાતાં શીવાર
શ્રાવણ જળ ભરિ કાદરિઓ વીખરાતાં શીવાર
જીવતર સમજવું તેવું આખર ન લેવું દેવું
જીવ જવુ છે ખાલી હાથ અંતમાં પાપ પુન્ય સંગાથ
પંથી જીવ પામી ગયો નર ભવ નગર બજાર
સોદાગર સમજી જઇ કરો પુન્ય વેપાર
જીવ જવું છે ખાલી હાથ અંતમાં પાપ પુન્ય સંગાથ.

## ૩૫ ઉથચભાણ.

પંથી પરદેશીં ચિત સોંપી હું આ ચા...લી
મનને ભાવે તે કરજોરે પુન્યશાચા...લી
તરસ્યાને ટીંગળાંવવા, પડદે રાખી પ્રીત,
પુછયું પ્રવીણ પથીએ. કોણ ગામની રીત
શુભ શંદેશા સંચરજો હું આ ચા...લી
માહા મહીનાનું માવઠું જંગલ મંગલ ગીત,
સમય વિનાનુ બોલવું, ત્રણેની એક રીત
વેલા મંડપ માંહી મળજો હું આ ચાલી...

### ૩૬ વિજયા વિજય

ધન ભાગ્ય પધાર્યા ભમળા--છો દિલહર ડાહ્યા ડમરૂ,
કમળાપતિ આપ હું કમળા રસીયા રસિક શણગાર.
તું પ્રેમ બતાવે ખોટા—પાતર ઘર પ્રીતિ તોટા,
નહિ ગુલાબ હજારી ગોટારે તું--છતકેલ છટેલી નાર.
શણગાર મજા નહિ માની—ફોગત સમજે જીંદગાની
છે ધરમ કરમ કુલધાણીરે—શુંગાર--રસીઆ૦
છે વિષય વિષનો પ્યાલો--જમપુરી નક્કી જ્યાં ઝાલ્યો
ભવ એળે મદનથી મહાલ્યોરે--છટકેલ છટેલી નાર,
હજી કુંવર તમે છો કાચા--નથી શીખ્યા મદની વાચા
નથી નયન મુરલીએ નાચ્યારે--હજી૦—રસીયા.

### ૩૭ પવિત્ર લક્ષ્મી

નયન મીલાવી લે એ છબીલી નયન લે,
ચનપટી ચિતમાં લાગી ચતુરા ચુંબન કરવા દે
મોતન માલા જરીયન સાડી જે જોઈએ તે લે-રસીલી
લગની લલના લાગી રહી તુજ ચ્હેરો જોવા દે
નાજુક વેલી કોમળ ખીલેલી કળી ચુટવા દે--છબીલી
મદન અગન અંતરમાં લાગી જલદી બુઝાવી દે--છબીલી
આલીંગન આપી અલબેલી ભેટ પ્રેમની લે--છબીલી
અધરામૃત રસ પાન કરાવી મધુર વચન મુખ કહે--રસીલી

### ૩૮ માધવ વિલાસ

બળુ છું પ્રેમ આગમાં (૨) મને કોઈ બચાવોરે,
કોઇ બચાવોરે, એની મારી વારે ધાવોરે બળુ
હેરાન હું બે ભાન છું મુયે શીદ સતાવોરે,

૩૯ અશ્રુમતી

શું નટવર વસંત થઈ થઈ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો શું
કોમલ મધુરી મોરલી બની છેટે નટવર કાન,
વિરહ વેલી આપી ગણું તજી નીકળી અલીમાન,
રસિયા વિનાની બની આશાઓ બાવરી,
વેણું વસંત ચિત વિંધી ગયો—શું
શિતળ સુખકર પવનની લ્હેર ઘુમે ચોપાસ
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે ખાસ.
વિધ વિધ પંખીના વેણ મધુરી ઘમકેરે-
રોહિ મહિ મેનાના નાદ ઝાંઝર ઝમકેરે,
નવ પલવ ધરી પંચરંગી શિરપાઘ:
ફાગ લાલ સાથી રમે મદનરાજ મહાભાગ્ય,
લ્હેરી લાલાથી ચમે લલઓ લાડમાં
પ્રીતિ ગુલાલ લાલ છાઇ ગયો —શુ નટવર•

૪૦ વિક્રમ ચરિત્ર

મારા રામ ગયા છે વેનવાસરે:
નેણુમાં નિદ્રા ન જરી. મારા,
હંસ વિનાનાં મારાં સરોવર સુનારે
વાઘ વિનાં વન વાટરે, નેણમાં
પંખી વિન નાં મારાં પીંજર સુનારે,
મંદિરીયાં સુનાં સીતારામરે, નેણમાં

૪૧ રસિક મણી

બાલીલા બેગે આયોરે, મોરા જોબન બીતો જાય, બા.
ચંદ્ર તોરી ચાંદની, સુતી પલંગ બીછાય-

જબ જાગુ તબ એકલી મેરુ કહાંરી ખાખ.                બાઈ.
પ્રીતમ પ્રીત લગાયકે, છોડગયે પરદેશ,
જાવું વાકે ચાહમે, લઉં જોગનકા બેશ,                બાઈ.

૪૨ બારીસ્ટર.

પથ્થરને મુરખો પુજે, તાંકુ પ્રિક્ષા લઈ કપાળ,
વહેમોની વાતો સુઝે પરણાવે નાનાં બાળ,
કરે બદકામ, બોળે હિંદનામ ઠરે નીચઠામ મુકછે નાગ
લીએ જુઠ દામ મળે શું આરામ વા છે હિંદુ તમામ.

ગરબે રમવાને ગોરી નિસર્યાં લોલ,
રાધિકા રસિલી જેનું નામ અભિરામ; વૃજ વાસણીરે લોલ

૪૩ ભરથરી.

ધીકા ચુવા ધીક મુજને ધીક કામ વિકારજી
જેણે ભુલાવી મુને સત્યથી કરયા નીચ વીચારજી
ભેખરે ઉતારો રાજા ભરથરી
ક્ષમા કરોરે રાજા રંક હું નારી અજ્ઞાન જાતજી
અન્ય વખત આવું નહી કરૂં લાજયાં માતને તાતજી
ભેખરે ઉતારો રાજા ભરથરી

૪૪ ભરથરી.

કપટ રૂપી રાણી પીંગળા આ શું બોલે વચનજી
રાજરે તજયું તુજ કારણે જો વીચારીને મનજી
ભીક્ષા દેને મૈયા પીંગલા
તુંરે ખોટી ખોટું રાજ છે ખોટો સારો સંસારજી
અલખ જગાવું વને એકલો જેથી પામું ઉદ્ધારજી
ભીક્ષા દેને મૈયા પીંગલા

૪૫ ભરથરી.

રહો રાજારે રસોઇ કરૂં જમતા જાઓ સ્વામી નાથજી
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં જમીએ આપણ સાથજી
[illegible]મરે ઉતારો રાજા ભરથરી
મહેલ કરાવું રંગ મોહલમાં રાખું ગુપ્ત અવાસજી
[illegible]રે જાણું નહી જગતમાં કરવું ભોગ વીલાસજી
[illegible]મરે ઉતારો રાજા ભરથરી

૪૬ ભરથરી.

મેહેલ તારાને રાણી શું કરૂં કેવો ગુપ્ત અવાસજી
ક્ષીરરે ભોજન તારૂં મયા શું કરૂં નથી ભોગની આશાજી
ભીક્ષા દેને મૈયા પીંગલા
વાસ! જંગલના જોગી અમે નહી ગામમાં વાસજી
વિપની વેલેથી અળગો રહું નહી નારીનો પાસજી
ભીક્ષા દેને મૈયા પીંગલા

૪૭

મુખુ સ્ત્રી જીત ભરથરી ભુપ ઉજેની તાકીમા ન રહુંરે
રાખ ચતુરાઇ રહે હુહે ચુપ ઉજેની
હવે માળવાનું અન્ય નહી ખાઉ ઉજેની
વેગે અરણ્યમાં હુતો ચાલ્યો જાઉ ઉજેની
ધીક ધીક લપટાણો મતી મંદ ઉજેની
ફટ ફટ સમજયો ન નારી ફંદ ઉજેની
ફસ્યો પીંગળાના પાપી પંજામાંય ઉજેની
વાગે ત્યારે સંભારજે તેનો ઘાવ ઉજેની
ચાલ્યો જાઉ સાચો ક્ષત્રી ધરી હામ ઉજેની
તારીઉજેનીમાં ટકવું હરામ ઉજેની

૪૮ વીણાવેલી

પાતળીઆ પરીશ્રમ હયો શાને પોઢાને મારા સમ મારા સમ છે
ચાલોને ચપળા આપું હું અટલે નાજી મારા સમ મારા સમ છે
ચીંતાને ટાળવી, પુંઠ ન ભાળવી લુંડીને ભાળવી
આ...પ્રાણપતી મારીવતી પાતળીઆ.

રસીલી તુ તોરોજ હસ્તીને હસ્તી સતીપાસેછતાં પતિનેહોયકેતસ્હી
અલએલી રખે રમણ સુખી વ્હારે તેને ધન્ય તેને ધન્ય છે
પતીની ઉદ્દાસી ટાળી રહે દાસી
આ...શાણી સતી ભાગ્ય વતી-પાતળીઆ.
ચાલ્ય ચાલ્ય તોયે થોરેક આવું જાઓ ત્યારે મારેજ નથી જાવું

તારા જેવી સતી સુંદરી પાને વાહરે ધન્ય તેને ધન્ય છે
મોહની માળા જપે બેઠી બાળા છબીલા છોગાળા
આઆ......શાણી સતી—પાતળીઆ

૪૯ ઉદયભાણ

બાળા ભોળારે કુમારકા પરણીને પસ્તાયાંરે
પેલાં ફુલી થયાં ફાળકાં હયડામાં હરખાયાંરે
ચાર દીન વહુ લાડકાં, મનડામા મલકાયાંરે
મેતો જાણ્યું કે બાઇ ફુલડે પુંજાઇશું
ખાજાં જલેબી નીત નીત ખાઈશું—
મેં આગળથી, મનમાં ધાર્યું માન મહી મરડાઇશું
નણદીના વીરાને ઘણા ટીંગળાવી ભાગોળે ભુ પાઇશુ રે
મોહન મળીયા, વાતમાં વઢીયા........
નળીયા ખખડીઆં વાણી ઉચરીયાં ( લે રાંડ દીવો )
મેં કહયું ઉહું ( ૨ )...ચડસમાં ઘઢીઆ. ખુબ કકળીઆ
દહુંનું ઓસડ-ધોકા પડીઆ-પરણી.

પરણ્યા પીટયા પર ઘેર લટકે, ઘરમાં ન ખાવા પીવાને
ઘરવાળીમાં વાંકા દીઠે, પતિ ફુલ એવા દીવાને
તોયે ઓ બાઇરે-ઘોડે બીબાઇએ-પરણી

૫૦ બહારે ગુલશન

કસુંબી કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગએ
એકતો મેં નેનાં કસુંબીકસુંબી રંગ હો ગએ
કાં કાં જાણે સારી જાત, નેના કસુંબી રંગ હો ગએ
એક તો મેં રાજા (૨) મેં રાજાની બેટી (બેવાર)
મેરા સઇયા હૈ નાદાન નેના કસુંબી રંગ હો ગએ
એકતો મેં પાનો મે પાનો મેં પાનોસે પતલી
સજ્યા હૈ સોલે શણગાર મે નેના કસુંબી રંગ હો ગએ
એકતો અંધેરી અંધેરી અંધેરી સી રતીઆ ( બેવાર )
બની છાયા ઘમઘોર નેના કસુંબી રંગ હો ગએ
એકતો મેં બાલી મેં બાલીસે ભોળી
મેરા સઇયાંહૈ નાદાન, કસુંબી રંગ હો ગએ

૫૧ સોભાગ્ય સુંદરી

મારા મનમાં તનમાં ભર્યો છે ડરયો છે ભય જોઉ ગજ મોતી
વળી ગુમાવ્યુ મેં બાગતા બાગતાં (૨) નાક વેસરનુ મોતી
હાલવું ચાલવું હારીછું હાય જીવ મારો ગભરાય
કેદી ફરી મારૂં મલશે મોતી ગોરી હું કાઢીશ ગોતી-મારા.

૫૨ વિબુધ વિજય

પ્રેમનો કોલ દીઓ રાજકુમાર મારા થઇ ચુકયા પ્રાણાધાર
મારા રસીયા રાજ કુમાર-પ્રેમનો.
લીઓ કોલ આ પ્રીતથી, ગણો સદાનો દાસ.
રસીયા રસ બસ કરો, બાંધી પ્રેમનો પાસ—પ્રેમ.

મધુર મુખ જોયા વિના, મધુ હવે રહેવું નવ જાય
પરમ પિયુથી રક્ત મેળવ્યા વિના ચુંબન નવ થાય-પ્રેમ.

૫૩ વિક્રમ ચરિત્ર

કોઈ દુધ હપો દિલ રંગી
શોખીન શાણા ઉમંગી હો. કોઇ.
કેકી પીયે કસુંબલો, ગાંજો પીએ અબુજ
દારૂ દીવાના પીએ, ડાના પીએ દુધ-હાં-કોઇ.
એક અમીરસ દેવનો, બીજો રસ છે પ્રેમ
ત્રીજો રસ ગોરસ ભલો, પીધે કાયા હેમ-હાં કોઇ.
ગોરી ગવરી ગાયનાં, ગોરાં મારા દુધ
હું પણ ગોરી ગોરડી, ગોરૂં દીલ છે શુધ્ધ-હાં કોઈ.
હેમ કટોરો હાથમાં, માંહી અમૃતસાર
ચતુર હોય તે ચિતવે, ગુણ સમજે ન ગમાર

૫૪ મુળરાજ

ગુલાબી મધુ પાજો મારા લાલ, મારા રંગ ભીના મહારાજ
મારા રસિક છબીલા રાજ-ગુલાબી.
કામની કેરો કંથડોરે, જોબનીયાનું જોર
રસીયાનો રસ પ્રાણ છેરે, મીઠા મધુનો તોર-ગુલાબી
એક બુંદ બંધન હરેરે, પ્યાલો હરે સહુ પાપ
શીશો સરગનો સાથીડોરે, આપે આનંદ અમાપ-ગુલાબી.

૫૫

આવીરે રંભા જાણી જાવા કેમ દઇએ...ટેક,
અંગે અંગ મનોહર સુંદર સોરઠનો શણગાર;
વીશળ એહ વરજો બીજે ખોટ ખાય ખેંગારે આવીરે.
નીપજ્યું રતન આમ નીભાડે, નહોતી ખબર લગાર;
નહીંતર દેશળ દિલ કેમ કાઢત મામા ખેંગાર રે; આવીરે.

વીશળ મામા કટા વેરી, સોલંકી સીધ્ધરાજ;
આવી આંગણે લઇ જાયતો જાય આપણી લાજરે  આવીરે.
અનેક જુગતી જઈ વાપરવી, પ્રીતે મામા પાસ;
પરણો મામા મળી પદ્મણી, નહીતર અમે ઉદ્દાસ: આવીરે.
સીધ્ધરાજનું સણપણ ખંડન, કરવું મારે કામ;
દઉ મામાને પરણાવી તત દેશળ મારૂં નામરે;  એવીરે

૫૬

પામ્યો પદ્મણી આવી હો જાણો તેની સફળ જીંદગી;
એક કટાક્ષે પાડેછે નરને, પછી નજર નહી દેખે અવરને
દેહ છટા દીએ દીપાવી હો જાણો તેની
ચંપક વરણી વેણી વિશાળે, વનીતા એવી વસંત કાળે
ભાગ્યા થકી મળી મનભાવી જાણો તેની

૫૭

મારી નિર્મળ પ્રાણની પ્યારીને હું નીરખું રે કયારે;
સાચી શુધ્ધજ નીર્મળા સાથા બેઉ કુમાર
કયારે મળું ચંદ્ર બાળને હશે એ કોણરે ઠાર
સાંભરે છે તમારા મુને વચનજ આજે–મારી
સાચી પ્રીત ન પારખી રઝયો ખોટે રંગ
વનમાં પણ નત બિસાર્યો મુજને મુકયો હાર
લગીર ન વિચારી આવી પ્રીત દુર કીધી મારી–મારી
પાપ પતિકું પ્રેમદા ધર્મ પત્ની તું ધીર
કયારે મળીરે હું નીવારોશ, તારા નયનમાં નીર
સુંદરીરે તું સાથી મારી, મતી ખતી કાથી–મરી

૫૮

હું નીરભાગી સરદાર સરજી નોકરી કરવા

અવાસણની બેઠી હું મોતી મારૂં નામ,
એક ઘડી પણ ઠરી ન બેઠી નીત્ય કાળનું કામ—હું
મુજ સરખી મહીલા મોહનથી જોબનનો હે લાવ
હું દુખણી દીલમાં દુખાઈ ફાવે નહી કાંઇ દાવ—હું
લાગ મળ્યો તો આજે ઉત્તમ પણ પેટ કરાવે વેઠ—હું

૫૯

અરે હું મસ્તાન પ્રેમની મુને કોઇ ન છેડોરે
કોઇ ના છંછેડોરે છેલા મુને કોઇ ના છેડોરે
લાચાર હું બીચારી છું મીઠ લ્યો છો કેડોરે
જુવાનીથી દીવાની છું મારો છોડો છેડોરે

સાખી

પ્રાણ દાન છે પ્રીતમાં, પુછી કરજો પ્રીત
પ્રાણ દાનતો સહેલ છે, કઠણ પ્રીતની રીત
આધાર તું કીરતાર મારો પાર બેડોરે

૬૦

બંસીરે વાલા આજો મારે દેશ
થારી સાવરી સુરત પ્યારો બેશ—બંસી
આવન આવન કર ગયોજી કર ગયો કોલ અનેક
ગીણતા ગીણતા ઘસ ગઇ મોરી
આંગલીઆરી રેખ ભલાજી મોરી આંગળીઆરી રેખ
સાવરીયા રસીલા સલુણા પીયાપે જીયાપે કરૂ એની
ચાર—થારી સવારી

૬૧

નારીના કટાક્ષ આગળ પુરૂષ છે ગુલામ
ભાવ કરીને હરીએ પુરૂષ હામ.

આ નયનોનો વિલાસ, આર મય હાસ્ય
ચતુર ચ્યન ભરે ગતી, નાચે પુરૂ પાસ
રણને વિશે બાણુ કોટી, નર નિવારે શુર
આ કટાક્ષ બાણ લાગી પડે ચોધ પુર

૬૨

રસીયા રમાડો મને રાજાની રીત
જાને જવાદે જો જો પરાણે પ્રીત
ચોરના ચોર ચોરી ચાલે શું ચીત
બળગ્યું વાટથી પ્રેમ થેલું પલીત
( હુવે મને બંધાવોને ઉભી રહે છે બંધાવું છું-રસીયા )
( અરે કોઈ હાજર-નાદાન-આને અવળા હાથે બાંધો )
મુકો તલવાર પાસે છાની રહેસીત—નાના
ખેલાવું ખેલ તન ખરેખરો ખચીત.
ચાલાકીથી કુરૂં જુઓ આમ હું ચકીત,
ખાવાના ખાન પાન ગાવાના ગીત,
આ કુલટ અધારી એમાં કેદ હાય કપટ ભુમ પાડું છું
એ એ એ—લે
રાજાના પ્રીતીની જો જો આ રીત--રસીઆ૦

૬૩

મે'તો પુજન કરે હનુમાનકો-શૈયાં
ચલી હનુમાનકો ચલી પ્રીય ધામકો-ધુમ
તેલકી પુરી હનુમાનકો ચડાવું ઘીકી પુરી મેરે યારકો-સૈયાં
આંકડે કે ફુલ હનુમાનકો ચડાવું ચમેલીકે ફુલ મેરે
યારકો-સૈયાં

પડાયો દૂ"માં ને સું હવેગણે હું !
ગરીબ રંક શરણ રાખીને હણુ શું !
બળુ તુજ વિયોગી આગમાં હું ભારે
કાં ! ન હેત કરી વ્હાલી અને ઠારે ? ૧
પુરી જીવ ભમર હૃદય તારે
લોભ હાદ ગરિબની હવે લગારે ?
ઘટ શું જ તને પેમસુરતી મારી ?
કરૂ રાત દીવસ ઝંખના હું તારી ? ૨
કહુ તે મધુર ને રૂડાં રસાળાં
અતિ કામ ભરયા નમૃ અને કળાં
નિમીષમાં સહસ્ત્ર વાત મને કહેતાં
ભુલું કેમ નેન જેહ સુખ દેતાં ? ૩
અને અધરની મિઠશ હશ કેરી ?
ટકયો રાંક જીવ દુ:ખ છતાં એવી
કહે કયાંથી એ બધું તેમાં ભર્યું છે?
મુજ મન કેદ જેમણે કરયુ છે ૪
ધરયો હેજે જન્મ મહારાજ કાજે?
મળયુ રત્ન રાંકને કહે શું છાજે?
અરે જા હવે જીવાડતાં શું લાજે?
મુજ હિય અતી દુ:ખ થકી દાઝે! ૫
લગીર નેન મીચાતાંજ નજર આવો
રસિકને સજીવી તારી છબી ભાવે !
કરે આપ લે મધુર ચુંબનો તું !
જાણુ સત્ય ખરે બાવરો બન્યો હું ૬
જીવું મુજ તુજ નેહની નીશામાં !

ભલે ...ન કૃપ ...વાહરામાં
ગણું એજ મુક્તિ એજ ... ભરે છું !
રાખવું હોય મને કાં નહિ ધરે તું ? ૬
નહિ ય ... નહિ જા ઘટે રીબાવું
તજી દીલદાર કુંરમાં ગણાવું ।
તજે ...મ પાઈ વ્હાલી કે રહ્યું શું
પડયો ફંદમાં ન શું હવે ગણું તું ! ૭

૬૫

કામી તે શું ન કરે કુકરમરે
સુત પીતું માત ભગની સંહારે
સ્વ.સ્થ માટે મીત્રને મારે પ્રભુથી દીલેનાં ડરે-કામી
અહનીશ ધારણ કરે અનિતી પરધન પરદારામાં પ્રીતી
પાપમાં પાય ધરે-કામી
અણુખપતાં ખાવે ખાંતેથી જાલિમ જુલમ કરે જાતેથી
અહુ પિર મસ્ત ફરે-કામી
નિમક હરામ થતાં નહિ લાજે ગમાર અનરથ કરીનેગાજે
પછી વિણ મોતે મરે--કામી

૬૬

હુરમાન ધરમાહિ હઠિઆ કરે વાતો કેવી રીતે બેટા
ચંઢીના બાળા બંટીના ફાકા ત્યાં ખીરને ખાંડતુ કહે મને
મારેતો માડી નહિ બસબાઉ બાઉતો બાઉજબાઉજ બાઉ
બ્નજા પીટયા હુકો ક્યાં લેવા જાઉ-હુરમાન

માડી મને બાઉ હું હું મને બાઉ
કાળા મોના કેમ કાળજુ ખાઉ-હુરમાન
માડી મને બાઉ હું હું મને બાઉ મનેતુ લાવ ભય બાઉ ...

૬૭

આસો મારા ચતુર સુજાણ—હાં હાં
મારો નાહ્નો નનના બાણ—હાં હાં
કાળજે ઉતાળે તારી મુરતી રસીલા પ્રાણ—આસો
ઘાયલ કીધો તેં વ્હેલા ફુતારી મારી વચનો માર
દાઝયા ઉપર લુણ વચન લગાડી પુરો કરયો તે લાચાર
નખરેથી છેલ્લ નાજુકડી મારયો તેં હાય હાય ઠાર ઠાર
રમિકવર મારયો તેં હાય હાય ઠાર ઠાર-કાળજે

૬૮

વાહરે વિધાતા ધન્ય છે કેવો ઘડયો આકાર
લાવીને મુકયો એક ઠેકાણે-સરવે રતનનો સાર
જોબન જોઈને મોહી રહયો હું વાહ,
ચાતુરને નહેજ પેખરીજ આહા હોઠ લાલરે પ્રવાસ
ચકચકીત આ હીરાકણી કે દાંત મોતીની માળ
ધન્યરે કાચા કનક માંહી આવા રતન જડનાર
પુરો ભાગ્યશાળી ભોગવનાર-વાહ

૬૯

ગાજે ગગન ઘરરર ગગન ઘરરર ઝબકે વિજળીયો ઝરરર
વરસે વરસાદ ઝરમર વરસાદ ઝરમર વિયોગીના ચીર ચરરર
બીની બાળા હાય અરરર સ્વામી સોડે પેસે સરરર-ગાજે
હુળીયારી ભુમી ભલી હરીઆળા વળી વન.
હરીયાળુ સંજોગમાં
અરે વીરહે ઉઠ છે અગનરે સજની મદન પીડા કયાં કહીયે
બાળા રહીએ તે મનમાં મુંઝાઈએ—સજની
નદીઓ ખરરર નાસતી સાગર સ્વામી પાસ

મોર મથુરીને મળો.

ચટપટ લાગેરે આવે સમે મોઝી ભેટવારે

માતાજી મેર જો કરે કુંવારી કોડે કરગરે

મચ્યો મદન મહા વીર. મદન મહા વીર

થઇ માતાજી અમે થરરર--ગાજે

૭૦

દા લાગ્યો દલડામાં જાનાં કયાં જઇ ઠરીયે

કાં જઇ ઠરીયે અમે બળી મરીએ ઉભા બળી મરીએ

ગંગા જમનાને તીરે ગાડર સોડયાં રેઢાં

તારી પાસળ પાસળ દાડી ફરીએ અમે દાડી ફરીએ

લેખરડા લાડા હુ લેખરડી લાડી તું

હરખે હરખાં સોડી હીદ વરીએ ભુંડી હીદ વરીએ

ઘરડો ઘોઝારો ગોતી હુ દુખ માણવાની

નેહુ લગાડી વછવો નવ કરીએ ભુંડી નવ કરીએ

કુવારી કામળી ઓઢી આણુ મારોરે

જાત જનમારે જીવડા ખડસુ ચરીએ ખડશું ચરીએ

૭૧ પ્રેમપ્રીયા

હુને સલુણી શાને ભુલી ગઇ

ભુલી ગઇ જગ ભુલાવી ગઇ. હુને

વસન્ત આએ વેહમાં, ચઢયોજ તરંગે હું

જો જો તારા વિના અરે ! રીબાઉ છુ હું

રસિલાં નયન તારાં વિંધી ગયાં-

વિંધી ગયાં, હા ! વિંધાવી ગયાં હુને.

૭૨

ઘટ માં રહી રહી શું રહી ખટકી !

ચટકી બતાવીને શું ગઇ છટકી ઘટમાં ૧

સુંદર વદન શિર ભારી મહા ?
તટ નદીનું, ઘટ પીંપળ વટથી ઘટમાં. ૨
કુંજત કુંજે, પ્રીતિરભર પક્ષી
હું કુંજુ તુજ ભાવ વિલક્ષી ઘટમાં. ૩
ક્યાં એ પટપીલવ ઢીલ લટતો
લટી રમી માનત સુખ હું રટતો ઘટમાં. ૪
સુ સંગત સંગતિ સુખદાથી
પટગત એ પણ નહી સુખ ! ભાવી ! ઘટમાં. ૫
હા ! ધિક્કક ! ધિક્કક ! વમનની પત શી !
તન મન ધન માંહી પટથી એ લટકી ! ઘટમાં. ૬
લટકો ભલે નહી નહી બાહુ આશા
લટભર ગોરૂં બદન બન લાજા ઘટમાં. ૭

૭૩ ભરથરી

પીતાજી આ કોપ તમે શો કર્યો
જોગી વેશ બાપુ શીદને ધર્યો
મરી ગઇ છે માત વળો જાઓ તાત
પીતા ઓથ કોની છે ઓરમન મત,
ન બાપી કરી બાપુ જશો નહી
પિતા પાછા નહી જીવું હું તો સહી

૭૪

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી
હું હુ બીજી કે કંસ, આપનીજ પ્યારી-નજર
હેમ પ્યાલો હાથમાં ને માંહી મીઠું દુધ
પીધુ શામા પાસથી શું તેની ભુલ્યા શુધ
કોણ હતો કંસ એતે દુધ પાનારી નજર



૭૫

જેણે ધર્મ તજ્યો પોતાનો તે મુર્ખ પામર ખોટાનો
પરમ ધરમ તણા મરમને મુકી દઈ વગર વિચારે વટલાય
અરે એ ભાવે ઉંડા દટાય
એક ટેક સીર માટે મુકવો તે વાતે માટે પામર પુરૂષ
હારે નરભવ એ હારી જાય–તે મુર્ખ

૭૬

કોઈ દેખાજી પ્યારો મેરા સનમ (બે વાર)
મેરે શાનમકી એહીહે નીશાની
કાલી કાલી ઝુલફો ગોરા હે બદન–કોઈ
મેરે શાનમકી એહીહૈ નીશાની
કીબીકી ટોપી ઉડાતા પતંગ...કોઈ

૭૭

સુ જાત હમે માંગ્યા દુનિયામાં સૌથી સુજાત
વાબંક બારબાર પારેખને નાવી, હુજામ કહે કોઈ રાત
ઓમ બુધ શુંકરને રવીવારે મળ્યા રહિએ ખરેખાત,
ખોટ વિનાનો ધંધો હમારો વાળ મવળી સે જમાત,
ટચ ટચ ટગાક ટપ ટપી બતાવી વાવટી અસકાવી દઉ સાત
કચ કચ કચ કચ કાતર ચલાવી અસ્ત્રા નેરણીથી વાત:

સતી સંસ્કૃતા;

૭૮

રે રહીઆળા રઘુવીર જગધારજો
આજીજી આ અબળાની અવધારજો રે
હું દીન બાળા કોપ્યા કંથ કુમારજો,
વાદળ વરસે રૂધીર મુસળ ધાર જો.

મરે આ જીવ જાય આરસાંડ મોરી,
કરી નાથ આજ્ઞા લોપીશ નહિ,
પતી સંગ જીવે પતિ ગુણ ગાઇ,
સતિની ગતી છે પતિ હાથ સ્હાઇ.
રે દીન બંધુ—જાળવજો ભરથારને.
ખેવટના છે પ્રણામ પ્રાણાધારને,

૭૯

રસીઆ રમાડો અને રાજાની રીત
જાને જવાડે જો જો પરાણું પ્રીત
ચોરના ચોર ચોરી આલે શું ચિત
વળગ્યું વાટેથી પ્રેમ થેલું પલીત
( અરે કોઈ હાજર–નાદાન– આને અવળા હાથે બાંધો )
(અરે કોઇ હાજર–નાદાન–આને અવળા હાથે બાંધો )
મુકો તલવાર પાસે છાની રહેસીત—નાના
એવાવું એલ તન ખરેખરા ખચીત.
ચાલાકીથી કુરૂ જુઓ આમ હું ચકીત,
ખાવાના ખાન પાન ગાવાના ગીત,
આ કુલટ અંધારી એમાં કેદ—હાય કટ બુમ પાડું છું
એ એ એ—તે
રાજાની પ્રીતીની જો જો આ રીત—રસીઆ.

૮૦ ઉદયભાણુ

બોલો મારા પ્રેમી પોપટજી બોલો
ડાલો બોલો મેના બોલાવે.
બોલો રંગ રસીયાજી ડોલો જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે
મેના તારા વચનની વેણુ વાગી

લાગ લાગી પ્રીત સહુ લાગી

મેના વાહી મેના કે ના કહે પણ જાગી

જાગી જાગી અજબ જ્યોત જાગી

પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો

વ્હાલા વ્હાલા મેના શું હવે સીતાને વિસારે

પોપટજી પાંજરૂં સોનાનું સજાવું

સોને રૂપે શું ભીડ ભીતરની લાગી--લાગી

રૂડા સુડાને રંગે રંગે રમાડું પાંખે ઘાલીને ફળ મોઢાં ખવડાવું

ભાવના ભુખ્યા શું ભાવના ભુલાવી--બોલો

૮૧ સદેવંત

વેહેલા ઉગાડો દ્વાર, સદેવંત વેહેલા ઉગાડો

એકલી બીહુ છુ હું બહાર, સદેવંત વેહેલાં ઉગાડો,

મારે લગાડો ન વાર, સદેવંત વેહેલાં ઉગાડો-ટેક

છે મનની તુજ મશ્કરી, જીવજ મારો જાય,

ઉભી રહું આંહ એકલી, તેમ તેમ હૃદય ચોરાય;-સદે

માત પિતા મેં પરહરયા, તજી નાતને જાત;

તમ અર્થે બની ઘેલડી આવી મારે આજમ રાત.-સદે

હવે હદ થઇ વાલમા દરશન દ્યો ઝટ આપ.

શક્તિ સહન કરવી નથી, તમ વિયોગ કેરો તાપ-સદે

૮૨ જુમલ જુગારી

બોલ બોલી અલી રસબોળી પ્રીતમનું નામ-બોલ

તને કોણે ભુરકી ભમાવી !

તને કોણે લગની લગાવી ! વ્હાલમનું નામ-બોલ.

આવો બેની આવો, ન ગભરાવો ન અકળાઓ

કાં જુલમ કરો, કાં શરમ ધરો

અલી અલખ ધુતારી તુજ દરશન કર્યો મીજમાન અંતરે આરામ બે

૮૩ જુગલ જુગારી

અમો અબળાને માયા વ્હાલીરે વ્હાલીરે વ્હાલી
પ્રીતી વ્હાલીરે-અમો. વસ્ત્ર કરાવો, ઘરેણાં ઘડાવો
મોતીડે મડાતા મન ખાલીરે ખાલીરે ખાલી મન ખાલીરે-અ
નેહની નજરે નાથજી મારા નારી બને ઘેલીરે
કાલી રે કાલી ઘેલી ઘેલી-રે-અમો

૮૪ કુન્દમાળા

મય ન માનુ ન માનું મનાય
પિહરવા જાઓ હટોજી જા, મ.
ભર ફુલનકી સેજીયાં રહી અમન ચમન મુગ્જ ય-પિયરવા
તુમ ન આયે બાલમાં બાતો જોબનવા જાય મિ, જા. મ.
સોકનાં ગર તુમ રહો ના'હી અએસો ચલન મન ભય. પિ.
રએન બીતી સાજના કાહે સહર ગનાવન આય, પિ, જા.

૮૫ દિલ ફરોસ

દીલ જાની મેરે મેરી તુને કદરભી ન જાની
અબ આવો સઇયાં ન સતાવો સઇયાં
નજર આવો સઇયાં નજરાવો સઇયાં જાની દીલબર
જો અમનસે ગુજરે તુ અજ સબા
તો યેહ કહેના બુલ બુલે જારસે
કે ખીજાકા દીનભી હંય સામને
ન લગાના દીલકો બહારસે

૮૬

સુણ બેની મારી જે જે થઇ સતી નારી
પીતાને પ્રભુ જાણતી, તુ જોને, વીચારી—સુણ
સીતા કુંતા સુલોચના અનેક સતી વિખ્યાત
વરતી સરવે તેમજ ભરથા વિના અવર નહી વાત--સુણ

આશ્રય એનું એને સાચો, પતિ એને જગદીશ
પતિ રક્ષણથી દૈવ પડાવે, ત્યારે સાચા ધર્મ—સુણ
નળને પ્રભુ જાણ્યા દમયંતી, એકજ પતી અનન્ય
પતિ સ્મરણ તે કદી ન મૂકી, સંકટમાં શુધ્ધ મન—સુણ
જુઓ દ્રૌપદી પાંડવ જનની, સતી જે નીર્મળ નાર
દુખ દુરયોધનથી પામી તવ કૃષ્ણે કીધી વાર—સુણ
માટે એ સતીઓની રીતી રાખીને જગમાંય
શીયળ તણું કરવું રક્ષણ ને કષ્ટ તણી એ વાય—સુણ

૮૭

હા થયા શા હાલ મારા હાલ હે હારી
સ્વયદશાની દીકરી, ફરીદબાવલી—હા.
ભુમી પતી હું હાય પનિ કાશમો નથી
પૃથ્વી પતિને પાય દેવા સોંપ તો નથી—હા.
ફેલા અન્ય આસરે કદી આ કાય નમે
પ્યારી ભુમી જીભથી જપે—હા.
તોયે સ્વતંત્ર ચાન મારૂં દુર દેશમાં ભમે
મારી ભુમી માત ભુમી સ્વર્ગમાં રમે—હા.
સુર્ય સોમાનો ઉગે ત્યાં વાયુ સુગંધી વહે
નાના તારા બાગમાં નહી જીવ શું કહે—હા.
બેડીનો તો ભાર કાંઇ ગણતીમાં નથી
પરતંત્રતાનો આ ભાઈ વેઠાનો નથી—હા.
ધારૂં તુચ્છ રાજ્ય પાટ માલને મતા
હાય મે ટા તોરો છે સ્વતંત્રતા—હા.
મહારાજ સુંદરી એક અવની પર આવી
શી અકલ છટો એનું કર પર લટકાવી
છે રમ્ય મનોહર અંગ સરળતો એના

શું વદન મારે મુખ સુધા નમન છે જેમાં
છે નવયૌવન બાળા વીણા કર ધારી
ધરી પંચ પુષ્પ કરી કામ નારી અસવારી

૮૮ નવલ કુસુમ

નણુદલ વીરા અધીરા જરા ધીર ધીરનણુદલ
સુકોમળ નેહ જળ સીતય છતે છંટાવું છું
પરિમળ પુષ્પ જોબન બાગથી બહેકાવું છું
હરખા હિંડોળે મારા લાલજી લહેકાવું છું—નણુદલ
શાન્તિ મંતરે ભરયાં પ્રિતિ ગીતી ગાઉછું
સુધારસ કરતાં શાંત નયન હું નચાવું છું
મીઠી મીઠી હાશ ! ભરી શાંત વાયુ વાહુંછું
મીઠી મીઠી વાત નીંદ સાહયબા શિર છાઉં છું—નણુદલ

૮૯ પ્રેમપ્રીયા

છુપે છબીલી બ્હાલી નજરથી શા માટ ! (૨)
ક્ષણ એક ઝળકી, ક્ષણ દુર સળકી
પળે પળે પળે શા એ ધાટ ! ! ?—છુપે. ૧
મોહીની મદ ભરી– રસની નીરઝરી
વાણી વિલસે ! ફીટાવે ! એ ઠઠ ! ! ! છુપે. ૨
રમે રંગે બળકે, હું અધર તલસતે
રહું પીવા સુધા, હજી બે વાટ ! ! ! છુપે. ૩
તુજને હું બેઠુ ! હું અંગે લપેટુ
થવા શિતળ ! પડે કાં તુ પછાત ! ! !—છુપે. ૪
મુગ્ધ કલ્પનમાં સ્ફુરતી, મધુરી શી મુરતી
તુજ હરી હરીના હરે ઉચાટ ! ! !—છુપે ૫

૯૦ પ્રેમપ્રીયા

મસ્તી પ્રેમની રહી મુજ અંગમાં ફેલી;

થઇ છેરે હા ! હા ! પ્રેમની સેવા રેલી.
પાલાકું ના પ્રેતું પાનું હું ઉકેલી;
નુઅરસ બન્યો છું શરમ લાજને મેલી. મસ્તી૦ ૧
કામદેવની ફોજ છ.ની ચડી છે છકેલી;
હવેતો હારી ગયો છુ હું અલબેલી. મસ્તી૦ ૨
પ્રેમ શિવાય સર્વ બાજી દીધી શકેલી;
લાગી છે મને તો એક તુજ તાલાવેલી મસ્તી ૩
હૃદયમાં જસો પુરી એક નર અરે ! નવેલી,
ચઢું હું હરદમ લાખો તરંગ હવેલી. મસ્તી૦ ૪
કે દે દે પ્રીયા દે દે મને છબી પેલી,
ચપળાક્ષી મને તો લાગે જીંદગી છેલી. મસ્તી૦ ૫
હવે લે ઉગારી આ પીયાલાને વેલી;
વીખરી રહી ગરદનપર લટ અલબેલી. મસ્તી૦ ૬
જોઉ ઘર ઘર જંગરો જંગલ ત્યાં તું ઉભેલી;
ખીલી રહી તુ પુર બહારમાં વનવેલી. મસ્તી૦ ૭
લઇ ગેહમાં કર ઠંડી કાયા તપેલી;
આ જગમાં તુજ સમ નહી કોઇરે વેલી. મસ્તી૦ ૮

સમાપ્ત.

.થક રસીક નોવેલો રૂ આ

| | |
|---|---|
| .નચંદ્ર નવનીતકળા ભા. ૧ | ૧-૮ |
| મદનચંદ્ર નવનીતકળા ભા. ૨ | ૧-૮ |
| પરમાર પૃથુસીંહ ભાગ ૧ લો | ૧-૮ |
| પરમાર પ્રથુથીંહ ભાગ ૨ જો | ૧-૮ |
| મોહીનાચંદ્ર નોવેલ | ૧-૦ |
| રતી—કાન્તા | ૦-૧૨ |
| બાદશા બીરબલ ભાગ ૧૨ | ૧-૦ |
| ગુલબંકાવલી મોટી | ૦-૧૨ |
| સૌભાગ્યસુંદરી | ૦-૮ |
| સદેવતશાવળી ચાચીત્રવાળી | ૦ ૮ |
| ગજરામારૂ ચીત્રવાળી | ૦-૮ |
| સુદદ મણી | ૦-૪ |
| ગેબી ગોળાઓ | ૦-૪ |
| મનહર-મોતી | ૦-૪ |
| ગમ્મતથંલ | ૦-૪ |
| લાલ અને કમળા | ૦-૪ |

જૈનધર્મનાં પુસ્તકો

| | |
|---|---|
| પચ પતાક્રમણ સુત્ર | ૦ ૮ |
| રાસકસ્તવનાવળી | ૦-૪ |
| છ ભાઇનો રાસ | ૦-૨ |
| લીલાવતીના રાસ | ૦-૨ |
| અંજના સતીનો રાસ | ૦-૩ |
| સેનીક માહારાજનો રાસ | ૦-૮ |
| કેવળકૃત વિવાહ | ૦-૧ |
| મોતીશાના ૦. | |
| ભ યણીનુ વર્ણન | |
| ગહુલીસ ગ્રહ | |
| સલોખા સંગ્રહ | |

ભાસણ સહીત ન

| | |
|---|---|
| ભરતુહરી | |
| ચાંપરાજ | |
| જગદેવ પરમાર | ૦.૮ |
| હરીચંદ્ર | ૦-૮ |
| રાણકદેવી | ૦-૮ |
| મીરાંબાઇ | ૦-૮ |
| ગોપીચંદ | ૦-૮ |
| સંગીત લીલાવતી | ૦ ૮ |
| વનરાજ ચાવડો | ૦-૮ |

રસિક ગાયનો

| | |
|---|---|
| મુબઇની મઝા | ૦-૪ |
| નાટારંગ | ૦-૪ |
| રસમય ચુટણી | ૦-૪ |
| ફુલનો હાર | ૦-૪ |
| ગુલાબી ફુલ | ૦ ૪ |
| ફુરસદે બહાર | ૦-૪ |

મંત્ર જંત્ર વીગેરેનાં પુસ્તકો

| | |
|---|---|
| દેવતાઇ જાદુગર | ૦-૮ |
| જંગી જાદુગર | ૦-૪ |

ઉપરનાં પુસ્તકોનું ટપાલ ખર્ચ જુદુ સમજવું ઉપર શીવાય ઘણી જાતના પુસ્તકો હમારી દુકાનમાં વેચાય છે. માટે એકવાર મંગાવી ખ.ત્રી કરો.

દરેક પુસ્તકો મળવાનું ઠેક.ણું

શા હીરાચંદ હઠીસંગ બુકસેલર

ઠે. માંડવીની પોળમાં નગજભુદરની પોળ—અમદાવાદ.